બંદાવનકી કુંજગલનમેં-જોડી બની હે રાધે સ્યામ સ્યામકી- હેતે
ચંદ્ર સખી રે ભજે-બાલાકૃષ્ણકું, જોડી બની હે રાધે સ્યામ સ્યામકી- હેતે

કિર્તન. ૧

તારો નેડો લાગ્યો મોકુ રાજા રણછોડરે (૨)
રાજા રણછોડરે-રંગીલા રણછોડરે— તારો.
અધમ ઓધારણ નામ તમારૂ, મહાતમ તેનું મોટુ રે.
ફરતે ફરતે તુજને સમરૂ, બાકી સરવે ખોટુ રે તારો
કાશી દેખી દેખી દ્વારકા, તીરથ દેખ્યા ઝાઝા રે.
સત સંગતમાં બેઠો ત્યારે, મનડે મુકી માઝારે. તારો.
ભવસાગરમેં ડુબ પડાહું, સગાસંબંધી લુંટેરે
દાસ કહે જો દયા કરો, તો ભવના બંધન તુટેરે. તારો.

## કથા ઉઠતાં બોલવાની સ્તુતિ.

શ્રી રામચંદ્ર કૃપાળુ ભજમન, હરણ ભવભય દારૂણં,
નવકંજલોચન કંજમુખ, કરકંજ પદકંજારૂણં ૧
કંદર્પ અગણિત અમિત છબિ, નવનીલ નીરદ સુંદર,
પટપીત માનહુ તડિત રૂચિ, શુચિ નૌમિ જનકસુતાવર ૨
શિર કિરિટ કુંડલ તિલક ચારૂ, ઉદાર અંગ વિભૂષણં,
આજાનુભુજ શરચાપધર, સંગ્રામજિત ખરદૂષણં ૪
ભજ દીનબંધુ દિનેશ દાનવ, દલન દૂષનિકંદનં,
રઘુનંદ આનંદકંદ કોસલ-ચંદ દશરથ-નંદનં. ૪
ઇતિ વદતિ તુલસીદાસ શંકર, શેષ મુનિમન રંજનં,
મમહૃદયકંજ નિવાસકુરૂ, કામાદિ ખલદલ ગંજનં.

કથા વિસર્જન હોત હે, ચલે વીર હનુમાન,
જે જન આયા જહાં થકી, ત્યાં ત્યાં કરો પ્રયાણ-સીયાવર૦
નહિં વિદ્યા નહિં બાહુબલ, નહિ ખરચનકો દામ,
મોસે પતીત નિભાવહુ, દિનબંધુ ભગવાન-સીયાવર૦

અચ્યુત કેશવ રામનારાયણમ્, કૃષ્ણદામોદર વાસુદેવ હરિ,
શ્રીધર માધવં ગોપીકા વલ્લભ શ્રી જાનકીનાયકં રામચંદ્ર [illegible]
ધૂન—હરિહરિ રાધાકૃષ્ણ-ગોવીંદ-ગોપાલ-વાસુદેવ.

સમાપ્ત.